# અમરસખા



શ્રી જે. કૃષ્ણમૂર્તિના "THE IMMORTAL FRIEND" ઉપરથી અનુવાદક

જમનાદાસ દ્વારકાદાસ

# અમર સખા

શ્રી. જે. કૃષ્ણમૂર્તિના
"Immortal Friend" નો
અનુવાદ

અનુવાદક:
જમનાદાસ દ્વારકાદાસ

સને ૧૯૪૦] [સંવત ૧૯૯૬

પ્રકાશક:
જમનાદાસ દ્વારકાદાસ
ઝવેર મહાલ, ૬૬, મરીનડ્રાઇવ
મુંબાઈ ૧



પ્રથમાવૃત્તિ પ્રતિ ૨૦૦૦

(સ્ટાર પબ્લિશીંગ ટ્રસ્ટના સૌહાર્દથી)

મુદ્રક:
નટવરલાલ ઇચ્છારામ દેસાઈ
"ગુજરાતી" મુદ્રણાલય
સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન
સર્કલ-કોટ, મુંબઈ

# આમુખ

શ્રી. ભાઈ જમનાદાસ દ્વારકાદાસ ગુજરાતી ભાષામાં પોતાની પહેલી કૃતિ વાચક સમક્ષ મુકે છે.

એમણે આ અનુવાદ ૧૯૩૦ માં એ યરોડા જેલમાં હતા ત્યારે કર્યો. હું ત્યારે બાજુની ઓરડીમાં હતો અને શ્રીકૃષ્ણમૂર્તિના અંગ્રેજી ગદ્યકાવ્યની પંક્તિઓનું સૌંદર્ય ગુજરાતીમાં ઉતારવાના એમના પ્રયાસને રોજ જોતો હતો. આજે દશ વર્ષે એ પુસ્તકરૂપે બહાર પડે છે. શ્રી. જમનાદાસની આ પ્રથમ કૃતિ છે છતાં એમની સંસ્કારી ને સમૃદ્ધ ભાષા અને અંગ્રેજી કાવ્યનું અર્થસૌંદર્ય ઉતારવાની શક્તિ આકર્ષક છે.

આ પ્રયાસને સફલતા મળે એમ ઇચ્છતાં, હું લેખકને અભિનંદન આપું છું. આશા છે કે આ પછી સ્વતંત્ર પુસ્તક લખવા એ પ્રેરાશે.

મુંબઈ
૨૭–૩–૪૦

લી૦
કનૈયાલાલ મુનશી

# પ્રાસ્તાવિક

૧૯૩૦ ના સત્યાગ્રહ વખતે યરોડામાં મારા પહેલા કારાગૃહવાસ દરમ્યાન ભાઈ કનૈયાલાલ મુનશીનો મને ચેપ લાગવાથી શ્રીકૃષ્ણમૂર્તિના અંગ્રેજી Immortal Friend નો આ અનુવાદ કરવા હું પ્રેરાયો. એ અનુવાદ કરતાં જે આનંદ મેં અનુભવ્યો એ શબ્દોમાં દર્શાવવો મુશ્કેલ છે. આંતરિક સ્વાનુભવથી જે અંતિમ જ્ઞાનનો સાક્ષાત્કાર શ્રીકૃષ્ણજીને થયો, અને જે એમણે શબ્દકુસમો રૂપે દુનિયા સમક્ષ મૂક્યો, એ સ્વાનુભવ એટલી જ હદમાં મારે માટે અશક્ય જ હોય એમાં આશ્ચર્યજનક કાંઈ નથી. છતાં આ અનુવાદમાં મૂળ કૃતિનાં લક્ષણ અને સ્વરૂપમાં રહેલા ભાવો વિના પ્રયત્ને હું ઉતારી શક્યો છું એ મારી માન્યતા છે. આવાં અમૂલ્ય રત્ન માત્ર અંગ્રેજી ભાષામાં જ રહે અને એનો લાભ ગુજરાતી વાચકોને ન મળે એ મારે માટે અસંતોષકારક હતું અને તેથી જ મેં આ અનુવાદ કરવાની ફરજ ધારી, હામ બીડી. કેટલે અંશે મારી ઈચ્છા ફળીભૂત થઇ છે, એ તો વાચકજ કહી શકે. મારી ઈચ્છા શ્રીકૃષ્ણમૂર્તિનો પરિચય આપવાની હતી, પણ એ તો હું જૂદાજ પુસ્તક રૂપે થોડા વખતમાં પાર પાડીશ.

મુંબઈ
૨૧-૩-૪૦ } જમનાદાસ દ્વારકાદાસ

# અમર સખા

(૧)

જહાં જોઉં તહાં તું જ;
તુજ તેજથી ભરપૂર હું
તુજ આનંદથી પ્રદીપ્ત થતો.
રડું હું સર્વ જનો માટે
જે તુજને જોતા નથી.
કયી રીતે
તેમને બતાવું
તુજના પ્રકાશને ?    ૧

કોઈ એકાંત ખંડમાં બેઠો હું સ્વપ્ન જોતો,
ઉગતી પ્રભાત પ્રશાંત અને સ્થિર હતી,
મહાન નીલગિરિઓ ઉભા ઘોર ગગનને
સ્પર્શી, શીતળ અને સ્પષ્ટ દીસતા.
અંધારા કાષ્ઠગૃહની આસપાસ
પક્ષીઓ, શ્યામ ને પીળાં, સૂર્યને વધાવતાં.
બેઠો હું ભોંય પરે પદ્માસને ધ્યાન ધરતો,
વિસાર્યા તે સૂર્યચુંબિત પર્વતોને,
પક્ષીઓને,
પ્રસરી રહેલી શાંતિને,
અને સોનેરી સૂર્યને.

શરીર તણું હું ભાન ભૂલ્યો
મારાં ગાત્રો નિશ્ચળ થયાં,
ઢીલાં અને શાંતિમય,
અગાધ ઊંડો હર્ષ મારા હૃદયમાં ઉભર્યો.
આતુર અને ઉત્કંઠિત મારૂં મન, નિરોધિ થયું.
ક્ષણભંગુર સૃષ્ટિને ભૂલી ગયો,
ને બળથી હું ભરપૂર બન્યો.

જ્યમ મલયાનિલનો
અચાનક સુસવાટ થાય
ને શ્રમિત સૃષ્ટિને શાંતિ સમર્પે
ત્યમ તહાં, મારી સમક્ષ આવી બેઠા
પદ્માસને વિરાજિત, વિશ્વવિખ્યાત
તેના પીળા ભેખ ધારી, સરળ અને ભવ્ય
ગુરુઓના ગુરુ.

મારી સામું જોઈ
સ્થિર, તે મહાત્મા બેસી રહ્યા.
એમને જોઇ મેં શીશ નમાવ્યું,
મારૂં શરીર સાષ્ટાંગ કરવા વાળ્યું.

તે એક દૃષ્ટિ
સંસારની પ્રગતિનું દર્શન કરાવતી
સૃષ્ટિ અને તેના શ્રેષ્ઠત્વ પામેલા મહાન આત્મા વચ્ચેનો
ભેદ દેખાડતી.
નહિ જેવું તે સમજી હતી,
ઘણું બધું તેણે આપ્યું હતું,
કેવા હર્ષથી તે ઉડ્યા હતા ?
જીવન મરણથી છુટીને
તેના જુલમથી, ને વાસનામય ચક્રથી

નિર્વાણુ પ્રાપ્ત કરીને,
ફુલની સુગંધ જેમ, તેણે દુનિયાને સત્ય દીધું.

જ્યારે હું જોઈ રહ્યો
એક સમય ભારતની પવિત્ર રજ પરે
વિચરતા તે ચરણકમળો,
ત્યારે ઉભરાઈ ભક્તિ, અસીમ અને અગાધ,
સંયમવિહોણી, ને યત્નરહિત,
મ્હારા હૃદયમાંથી.
એ આનંદમાં હું લીન બન્યો.
તીવ્ર તલસાટ પછી તેને સિદ્ધ થયું હતું
જે સત્ય
તે અદ્ભુત સ્નેહથી
મારી બુદ્ધિએ કળી લીધું.
એ આનંદમાં હું લીન બન્યો.
સત્યની
નિ:સીમ સરળતા મારા આત્માએ ગ્રહી.
એ આનંદમાં હું લીન બન્યો.

તુંજ છે તે સત્ય,
તુંજ તે ઋત,
તુંજ મારૂં શરણ,
ને તુંજ મારો ભોમીયો,
સખા અને પ્રિયતમ.
હૃદય મારૂં તેં ચોરીયું
મારો આત્મા તેં આધીન કર્યો
તારામાં મારૂં સત્ય સ્થપાયું.

જહાં જોઉં તુજ પાદચિહ્નો
તહાંજ હું અનુસરૂં.
સહન કરી તું પાર ઉતર્યો
તહાં શક્તિ મને મળે.
જહાં જહાં તેં ત્યાગ કર્યો
તહાં હું થાઉં
અનાસક્ત, વિરાગી

ધ્રુવના તારા સમ
હું બન્યો.
સુખી તે, જે ઓળખે તારા
સનાતન સ્વરૂપને.

સાગર જેવો, અગાધ
મારો પ્રેમ.
મેં સત્ય પ્રાપ્ત કર્યું
અને મારો આત્મા શાંતિથી વિલસી રહ્યો.

ગઈ કાલે જ
હું તલસતો હતો, વિરક્ત થવાને
આ દુઃખમય સંસારથી
અને કોઈ એકાંત ગિરિગુફામાં
બંધનવિહોણો,
મુક્ત,
માયાની જાળથી દૂર, જઈ વસવા
તારી ખોળમાં.
અને આજ, તું આવ્યો
ને દર્શન મને દીધાં.

મુજ હૃદયમંદિરે તને સ્થાપું.
જહાં જોઉં તહાં તુંજ,
શાંત અને આનંદમય,
મારી સૃષ્ટિને પ્રફુલ્લિત કરતો—
સત્યની પ્રતિમા સરીખો.

મારું હૃદય બળવાન,
મન મારું નિરોધી,
મારા અણુએ અણુમાં તુજ.
જ્યમ મલયાનિલનો
અચાનક સુસવાટ થાય
ને શ્રમિત સૃષ્ટિને શાંતિ સમર્પે
ત્યમ મને સાક્ષાત્કાર થયો.

હું જ છું તે સત્ય,
હું જ તે ઋત.
હું જ સૌનું શરણ છું,
ભોમીયો પણ હું જ,
સખા અને પ્રિયતમ.



( ૨ )

જહાં જોઉં તહાં તુંજ
શાંત અને આનંદમય
મારી સૃષ્ટિને પ્રફુલ્લિત કરતો—
સત્યની પ્રતિમા સરીખો.

ઘોર અંધારમાં
આઘેથી
એક બળતોદીપક દેખાય તેમ
મને તું દેખાયો. (મેં તને જોયો)

અનેક ભવો પહેલાં
તારા દર્શન માટે મેં યાત્રા શરૂ કરી.
સુખ અને દુઃખમાં
મોહ અને શંકા અનુભવતો,
જીવનના કાંટાળાં અને કમનીય ક્ષેત્રો ઓળંઘતો,
મહાનગરોના ગીચ રસ્તાપર રઝળતો.

પૃથ્વીની ઉત્પત્તિના સમયથીજ
મને જ્ઞાન હતું
તારી તેજોમયતાનું,
તારા અસ્તિત્વનું,
મારા આત્માને તરવરાવતા તારા સૌંદર્યનું.
મને ખાત્રી કદીએ થઈ નહોતી.
મારા અંતરથી,
માનવ સમસ્તથી,
કે સૌમ્ય વ્યોમની મોહકતાથી મળતી
શાંતિ મારે માટે અપ્રાપ્ય હતી.
સંસારની પ્રચંડ ચંચળતામાંથી
શાશ્વત સત્ય પ્રકટ્યું.

જ્યમ મલયાનિલનો
અચાનક સુસવાટ થાય
ને શ્રમિત સૃષ્ટિને શાંતિ સમર્પે
ત્યમ મને સાક્ષાત્કાર થયો.
હવે તારીજ મહાછાયામાં હું સંચરીશ.

તું મારો સનાતન સાથી છે તેથીજ
હું બળવાન–
બળવાન, ધોધ જેવો,
જે પર્વત પડખેથી ધસ્યો જાય.
તું મારો પ્રેરક છે તેથીજ
હું અચલાયમાન
તુંથીજ
હું ડહાપણનો ભંડાર.
તેં મને મૃત્યુલોકમાં મોકલ્યો
એટલે હું કાંઈજ નથી, વાની લહરી જેવો.
પણ તેં મને દર્શન દીધાં તેથી
સાગર પ્રિયતમને ભેટવા નર્તન કરતી
જતી નદી જેવો હું છું.
તારીજ આશાથી,
જે કાંઇ કરું એ તારીજ પ્રીત્યર્થે.
મારું હૃદય જ્વાલામય છે
કેમકે સદાકાળ માટે
હું તારે ચરણે આવ્યો છું.

શ્વાસોશ્વાસ મને લય કરે છે
તારી પ્રતિમામાં.

તેં મને આપ્યું તેથીજ
હું અચલપ્રતિષ્ઠ છું,
મહાસાગર જેવો,
સર્વે સરિતા તેમાં વહે
છતાંય—ભરપૂર.

તારી ભવ્યતાએ મારામાં
શક્તિ પ્રકટાવી તેથીજ
ગિરિશિખરથી
હું જયઘોષણા કરું છું
તારા સત્યની.

તારી દૃષ્ટિએ કચરો
બાળી નાખ્યો.
હું થયો વિમલ
અને વિશુદ્ધ.

પુષ્પ અને પુષ્પદળનો જે સંબંધ
તેજ તારો અને મારો.
જેમ ગિરિશૃંગ
વાદળામાં વીંટાઈ જાય
તેમ તારા પ્રત્યેનો મારો પ્રેમ
વિશ્વમાં
વ્યાપે છે.

સૂર્યસ્પર્શી સાગરજળો
ઉલ્લાસની ધૂનમાં નર્તન કરે
તેમ મારૂં હૃદય
તારા પ્રેમ માટે થનગને.
જ્યમ સૂક્ષ્મ જળબિંદુ
મહાસમુદ્રમાં લીન થાય
ત્યમ તુંમાં હું લય પામ્યો.

સમી સાંજના પડછાયા
વિશાળ થાય
તેમ મારો આત્મા
તારા પ્રકાશથી
મહાતેજસ્વી બન્યો.

તુજ પ્રત્યેની મારી ભક્તિએ
વિશ્વ પ્રેમને
જન્મ આપ્યો.
તારા ચરણ ભણી
જગતના જીવોને વાળવા મથું છું.
તને તેમનો સનાતન સાથી
બનાવવા આકાંક્ષું છું.
તે ક્યારે તને ઓળખતા થાય !
જેમ હું ઓળખું છું તને
અપૂર્વ
સરલ
દીપ્તિમાન
સત્યનું સદાય વહેતું ઝરણ.

તને ઓળખીને,
તેમના રમકડાં,
તેમની પોકળ સૃષ્ટિઓ, તેમની મિથ્યા રમતો,
તેમના આડંબર,
તેમના સંપ્રદાયોની, તેમના કર્મકાણ્ડની
આંટી ઘુંટીઓ—
તેઓ ત્યજી દેશે.

સંપ્રદાય શો ?
પૂજા શી ?
જગતનાં
મંદિરો
અને વેદીઓ શાં ?

તુંજ અંત છે
સર્વ દુઃખનું,
સર્વ સુખનું,
સર્વ જ્ઞાનનું,
સર્વ અન્વેષણનું.

પ્રાણી માત્રનું તુંજ ધ્યેય.
તારામાંજ (રહેલું) છે
પરમ જ્ઞાન—
સૃષ્ટિનો સાચો આનંદ.

જહાં જોઉં તહાં તુંજ
શાંત અને આનંદમય
મારી સૃષ્ટિને પ્રફુલ્લિત કરતો
સત્યની પ્રતિમા સરિખો.

હું જ છું તે સત્ય,
હું જ તે ઋત,
હું જ સૌનું શરણુ છું.
ભોમીયો પણુ હું જ
સખા અને પ્રિયતમ.



( ૩ )

તારા પીળા ભેખના તપોમય ગૌરવ દ્વારા
તું મારા હૃદયમાં જન્મ્યો.
જ્ઞાનની નિશ્ચલતા દ્વારા
તું મને દેખાયો.
આનંદની નિઃસીમતા દ્વારા
મેં તારાં દર્શન કર્યાં.
પ્રભાતની ભવ્ય શાંતિ દ્વારા
મારૂં વિશ્વ તેં સર્જ્યું.
સૃષ્ટિના સૂર્યતેજ દ્વારા
તું મને ગિરિશિખરે દોરી ગયો—
અને મારા હૃદયમાં તું જન્મ્યો

તારા શીષ ઉપર હતી,
મારી સર્વ ગ્લાનિ,
દુઃખ અને ચિંતાને
બાળી ભસ્મ કરતી જ્વાલા.
તારી મુખમુદ્રા પુષ્પદલ જેવી
અપૂર્વ, કોમલ ને મધુર,
સૈકાઓના પોષણથી યુવાન બનેલી.
તારી મુખાકૃતિમાં મેં જોયું મારૂં મુખ.
તારા ચક્ષુઓમાં હતાં, જુવાનીનાં હાસ્ય.
વસંતનો ઉત્સાહ,
અને જગતના ઉલ્લાસમય કલ્લોલ.

તારી વેણુના વાદને
મારૂં હૃદય વિંધ્યું.
મારામાં પ્રકટ્યું
એક નવું સુકુમાર કલ્લોલતરંગ.
થનગનતું સ્રોત,
ઝુઝતું તોફાન,
કોપાયમાન જળસમૂહો
સુખદાયી પવનલહરી,
એવા અનેક પ્રવાહોના સમુદાયો
મારા હૃદયમાં પ્રવેશ્યા.

રજસમૂહ, ગાય
ને ગોપાળ—
જગત જહાં વિચરી રહ્યું,
તે સાંકડો પંથ હું જોઈ રહ્યો.
હું લઉં છું, તારાં ચરણોમાં પડેલાં પુષ્પોની સુગંધ.

પવિત્ર પુષ્પના પરિમલથી ભીનો પવન વાય છે.
મને મંદિરોનો ઘંટનાદ
અને સંસારનાં હાસ્ય સંભળાય છે.

જગતનાં રત્નો
છે તારાં નયનોમાં

તેના મસ્ત અને કલ્લોલમય નર્તનમાં
સંસાર સારે છે તારા વિરહ અશ્રુઓ.

અહો, વેણુવાહી, પ્રેમપ્રતિમા,
તું તે હું જ.

પ્રિયતમ,
તુંજ મારા આત્માનો નાદ.

જન્મોજન્મના આનંદ દ્વારા
મેં તને ખોળ્યો.

હે જગત,
મારા પ્રિયતમની મુખાકૃતિ
હું તારામાંજ જોઉં છું.



તે મારી તરફ આવ્યા અને હું સ્થિર ઉભો,
મારા હૃદયમાં અને આત્મામાં બળ પ્રકટ્યું.
વૃક્ષો અને પક્ષીઓ અણધાર્યા મૌનથી સુણી રહ્યા,
ગગનમાં ગર્જના થઈ,
અને પછી, નિ:શબ્દ શાંતિ.

મારી ભણી જોતા મેં તેને નિહાળ્યા
અને મારી દૃષ્ટિ વિશાલ બની.
મારી આંખોએ જોયું અને મારી બુદ્ધિએ કળ્યું.
મારા હૃદયે સઘળું આલિંગ્યું,
કેમકે મારામાં અભિનવ પ્રેમ જાગ્યો હતો.

એક નવી ભવ્યતા મારા અંતરને તરવરાવતી હતી
કેમકે, તે મારી આગળ ચાલ્યા,
અને ઊંચે મસ્તકે
હું પાછળ અનુસર્યો.
તેની આરપાર મેં ઊંચાં વૃક્ષો દીઠાં
મંદ ડોલનથી તેને સત્કારતાં.
વળી જોયાં,—ખરી પડેલું પાન, કીચ,
ચમકતાં જળો અને સૂકાયલી શાખાઓ.

તેના પારદર્શક શરીરમાંથી જોયાં—
ભાર વહેતા અને વાતમાં મશગુલ ગ્રામ્યવાસીઓ—
જ્ઞાનવિહોણા, અને હાસ્ય કરતા.
ભસતા કુતરા, તેની આરપાર, મારી ભણી ધસ્યા.
એક ઓસરીઆળું ઘર, જાદુભર્યું ભુવન થયું,
તેનું છાપરૂં આથમતા સૂર્યમાં ભળી ગયું.
ઉદ્યાન બન્યું વનદેવીઓનું વિહારસ્થાન,
પુષ્પો થયાં વનદેવીઓ.

સમી સાંજના ઘોર ગગને અડી ઉભેલા
મેં તેને જોયા
તેના સનાતન તેજમાં.

તે મારી આગળ ચાલ્યા
નાનકડી સાંકડી પગથીને માર્ગે.
અને હું તેને અનુસરતો,
તે વારેઘડીએ ફરીને જોતા.

મારા ખંડના દરવાજા પાસે તે હતા
તે વેળા તેમની આરપાર હું ચાલી ગયો
અને હું થઈ ગયો
વિશુદ્ધ, મારા હૃદયમાં નવીન સંગીત ગુંજતું.

તે સદાને માટે મારી સન્મુખ છે,
જહાં જોઉં તહાં તેજ.
હું જોઉં છું સઘળું, તેને રંગે રંગાઈને.
તેની ભવ્યતાએ મને ભરી દીધો
ને કદી નહિ અનુભવેલી ભવ્યતા ઉદ્ભવી

અચળ, સનાતન શાંતિ, એજ મારૂં સ્વપ્ન
પ્રાણીમાત્રને તેજસ્વી બનાવતું.
તે સહાય મારી સમક્ષ છે.



(૫)

સૂર્યાસ્ત સમયે
ગિરિશિખરે ઉભો
પર્વત પાછળ
અદૃશ્ય થતું સૂર્યબિંબ હું નિહાળતો હતો.

તે તેજરાશિમાં
પીળી વાદળીમાં સજ્જ થઈ
બેઠો હતો.

વિસ્તૃત ગગન મંડળ
તને આરાધતું સ્તંભી રહ્યું હતું.
પીતવસ્રધારી
વ્યોમ, ને વાદળાં
તારા પૂજકો,
તારા શિષ્યો
હતાં.

મૃત્યુ લોક—
પક્ષીઓ,
આઘેનાં અરણ્યો,
દૂરના
દોડતા રથો,
કંસારી,
તીડ,
વાયુ,
ને વૃક્ષો,
હર્ષનાદ કરીને
એ આરાધનામાં જોડાયાં.

શ્યામ ગિરિઓ
તેમના નર્તનમાં,
પોતાના પ્રબલ સ્વરૂપથી બ્હીતા,
વિસ્મિત થઈ ઉભા.

પછી, નિઃશબ્દ શાંતિ—
સઘળા તને જોવા મંડ્યા
તું છે તેવો જ.

તે ભવ્ય શાંતિમાં
જગતને તારે શરણે લાવવાની,
તારી અપૂર્વતા દાખવવાની,
તારો આનંદ અનુભવાવવાની,
નિઃસીમ ભાવના
મારામાં અવતરી.

તું એકજ માત્ર વેદી છે,
જોકે માનવો પૂજે છે
અનેક મંદિરોની
વેદીઓને.
તારૂં એકજ
અવિનાશી સત્ય,
જોકે માનવો તેને વદે છે
અનેક નામે.

જગત અને તેમાં રહેલી
એકએક વસ્તુનો
હું પ્રેમી.
જગતને હું પ્રેરીશ
તને આરાધવા
ને, તારી સેવા કરવા
કેમકે તારૂં સૌંદર્ય,
એજ સત્ય.

અસીમ આનંદથી
મારૂં અંતર પ્રફુલ્લિત છે
કેમકે, તું મને
પ્રાપ્ત થયો.

એક હજાર સૂર્યો
પર્વત પાછળ અસ્ત થાય
પણ તને
અદૃશ્ય નહિ થવા દઉં.

જ્યમ ચંચળ એવો
સૂર્યાસ્ત
પળે પળે
વિશેષ દેદીપ્યમાન બને
તેમ તારે માટે
મારી તૃષ્ણા,
વિશેષ તેજોમય
ને વધારે અપૂર્વ
થતી જાય છે.
તે માનવ માત્રનાં હૃદયો
પ્રફુલ્લિત કરશે,
તારી અપૂર્વતા
તે જોશે ત્યાં સુધી.

તારા ચક્ષુઓમાં છે
વંટોળીયો ને
મંદ વાયુ,
પવિત્ર હિમવત ને
સપાટ મેદાનો,
આનંદમય ખીણો
અને નીલ ગગનો—
સઘળું, તારામાં સમાયું છે.

તુંજ જગતનો
આનંદ.
આનંદનો માર્ગ
એજ સત્યનો.



( ૬ )

અરે ! સાંભળ,
મારા પ્રિયતમનું ગીત હું તારી પાસે ગાઉં.

જહાં સ્થિર ગિરિઓની સુંવાળી લીલી ઢાળો
ઘૂઘતા સાગરના ચમકતા નીલ તરંગોને સ્પર્શે,
જહાં કલ્લોલતું સ્રોત ઉલ્લાસની ધૂનમાં પોકારે,
જહાં શાંત સરવરો ગંભીર ગગનોના પ્રતિબિંબ ઝીલે,
તહાં તને જડશે મારા પ્રિયતમ.

ખીણુમાં, જહાં વિશ્રાંતિ માટે ગિરિશૃંગ શોધતો
એકલવાયો મેઘ સ્તંભે,
આકાશે ચઢતા એકધારા ધૂમ્રમાં,
સૂર્યાસ્ત સમયે ગામડામાં,
ને અદૃશ્ય થવા ભાગતાં વાદળોની આછી માળાઓમાં
તને મારા પ્રભુ મળશે.

ઉંચા દેવદારૂના ડોલતા શિખરોમાં,
વૃદ્ધ થયેલા, ગંઠાયલા વૃક્ષોમાં,
પૃથ્વીને બ્હીકથી વળગી પડતી ઝાડીઓમાં,
આરામથી લટકતી લાંબી વેલોમાં,
તને મળશે મારા પ્રિયતમ.

કલ્લોલતા પક્ષીઓ જ્યાં ચણી રહે, એવા ખેડાયલા ક્ષેત્રોમાં,
નીલ તરંગ, છલોછલ સરિતાની આસપાસ છવાયલી ઘટાઓમાં,
જળત રંગો અથડાય એવાં નદીતીરો ઉપર,
વા સાથે સદા લાડતા ઉંચા તાડોમાં,
ઉન્હાળાની વિદ્યુતે વિનાશેલા વૃક્ષમાં,
મારા પ્રિયતમને તું મળશે.

નીલ ભૂરા શાંત આકાશમાં
જહાં સ્તંભિત શ્વાસે
પૃથ્વી દેવલોકને સ્પર્શે,
સુગંધથી ભરેલી સવારમાં,
મધ્યાહ્નની ઘેરી પૂરી છાયાઓમાં,
સંધ્યાના સોનેરી રંગોમાં,
સૂર્યાસ્તનાં મોજ ને તેજથી ભર્યાં મેઘોમાં,
અસ્ત થતા સૂર્યે જળપર રચેલા તેજ પંથે
મારા પ્રભુ તને મળશે.

તારલાઓની તેજછાયામાં,
ઘોર અંધારી રાત્રિની ઊંડી ગહનતામાં,
નિર્મલ જળપર પડતા ચંદ્રના પ્રતિબિંબમાં,
અરુણોદયની ભવ્ય નિઃશબ્દતામાં,
જાગતા વૃક્ષોના સણુસણાટમાં,
પક્ષીઓના પ્રભાતગાનમાં
અંધાર પછેડાના વિસર્જનમાં,
આઘે આવેલા સૂર્યચુંબિત ગિરિશૃંગોમાં,
ને જગતની ઉંઘ ભરી મુખાકૃતિમાં,
તને મારા પ્રિયતમ મળશે.

હે નાચતા, કુદતા જળસમૂહો, શાંત થાઓ
અને મારા પ્રભુનો સ્વર સાંભળો.

બાળકોના મધુર હાસ્યમાં
તું તેને સાંભળી શકે.
વેણુનું વાદન
એ તેનો સ્વર.
ચોંકેલા, એકલવાયા પક્ષીનું રુદન
તારા હૃદયમાં અશ્રુ આણે.
કેમકે એમાં તેનો સ્વર સંભળાય.
વયોવૃદ્ધ સાગરનો ઘુઘવાટ
વિસરાઈ સુતેલાં સ્મરણોને
પ્રભુના સ્વરથી જગવે.
વૃક્ષશિખાને મોજથી
ડોલાવતો મંદ વાયુ
તારે કાને તેનું જ સંગીત નાખે.

ગિરિઓમાં થતી ગર્જના
તારા આત્માને
અલખ નાદ
સંભળાવે.
મહાનગરના કલ્લોલમાં
વેગે ભાગતા રથોની તીક્ષ્ણ ચીચીયારીમાં
આઘેથી આવતા ઈંજીનના ધબકારમાં,
રાત્રિના સૂનકારમાં
આર્ત રુદનમાં
હર્ષ નાદમાં
દરૂપા કોપના પ્રદર્શનમાંથી
મારા પ્રિયતમનો સ્વર નીસરે ( છે )

દૂર દેખાતા નીલ દ્વીપોમાં,
દવના કોમળ બિંદુ પર
ભાંગતા તરંગ પર
જળના ચમકાટ પર
ઉડતા પક્ષીની પાંખ પર
વસંતના તાજા પાંદડા પર
તું મારા પ્રભુનું મુખ જોશે

પવિત્ર મંદિરમાં
ને નર્તન ખંડોમાં,
સંન્યાસીની દિવ્ય મુખાકૃતિમાં
ને દારૂડીયાના લથડાટમાં
વેશ્યાગૃહે ને પતિવ્રતાને ત્યાં
તને મારા પ્રિયતમ મળશે.

પુષ્પોના ક્ષેત્રોમાં,
ને ગલીચ નગરોમાં,
પુણ્યાત્મા ને પતિતોમાં,
દિવ્યતા છાઈ રહેલા પુષ્પમાં,
મારા પ્રભુનો વાસ.

અરે ! મારા હૃદયમાં
સાગર જળો ઉછળે છે.
એક અહોરાત્રમાં
હું અનુભવું છું
સો ગ્રીષ્મોનો આનંદ

મિત્ર,
તારા મુખમાં હું મારૂં મુખ જોઉં છું
મારા પ્રાણપ્રભુની મુખાકૃતિ
આજ મારૂં પ્રેમ ગાન

(૭)

જેમ વર્ષા
વૃક્ષને ધોઈ સ્વચ્છ કરે
તેમ મારો સૈકાઓનો મેલ
ધોવાઈ ગયો ( છે ).

જેમ વૃક્ષ,
આછાઓછાં ઝાપટાં પછી
સૂર્ય તેજથી ઝળકે
તેમ મારો આત્મા
તારા તેજથી હરખે (છે).

જેમ વૃક્ષ
તેના મહાબળ માટે
મૂળીયાં પર આધાર રાખે
તેમ મારો આધાર
તું.

જેમ, શાંત સાંજે
ધૂમ્ર
સીધી લીંટીએ
ગગન ભણી ચઢે
તેમ હું તારી ભણી
આવ્યો.

જેમ રસ્તાપરના
નાનકડા જલાશયમાં
આકાશનું પ્રતિબિંબ પડે,
તેમ મારા હૃદયમાં (પડે છે)
તારા આનંદનું પ્રતિબિંબ.

ભીણુ અદેખાઇ કરે છતાંય
એકલવાયી વાદળી
જેમ ગિરિ ઉપર લટકે
તેમ અનેક જન્મ થયાં
એકાંત સ્થાને
હું લટકી રહ્યો.

મહામેઘ

પવનના સૂસવાટથી
આગળ ધસતો ખીણમાં ઉતરે
તેમ હું ઉતરૂં છું.
ખીણમાં,
જહાં કલ્પાંત
ને ચંચળ સુખ,
જન્મ અને મરણ છે.
જહાં તડકા ને છાયા
ચાલુ યુદ્ધ ને ક્ષુલ્લક શાંતિ છે.
જહાં સ્થિર ડહોળાયેલાં જીવનની ખોટી તૃપ્તિ છે,
જહાં વિચાર એ વેદના
ને ભાવ ધરવો એ દુઃખના સર્જન સમું છે.

એ ખીણમાં
હું ઊતરીશ
કેમકે મેં, વિજય મેળવ્યો છે,
મારામાં થયો છે
તારો જન્મ.

જેમ ચપળા ઘોર અંધકારને ભેદે
તેમ તારૂં સત્ય
જગતને છેદશે.
પૃથ્વીને નિષ્કલંક કરી
બધાંને ધોઇ સ્વચ્છ બનાવતી વર્ષાની જેમ
તારા સત્યથી
હું જગતને ધોઈશ.

યુગો થયાં
જન્મપરંપરા
મેં તૈયારી કરી
પણ હવે,
બહુ થયું, પૂર આવી પહોંચ્યાં

એ પૂરથી જગતની તૃષા મટશે.
તારી દિવ્યતાથી
માનવીનો વિકાસ થશે.
તેની મુખમુદ્રા પર
તારો આનંદ ચમકશે,
કેમકે તારો દૂત
સંદેશ પ્રસારશે.

હું તે છું
જે માનવીના હૃદયદ્વાર ખોલી
તેમાં સુખની સ્થાપના કરશે.

હું જ છું તે સત્ય
હું જ તે ઋત
હું જ સૌનું શરણ છું,
ભોમિયો પણ હું જ
સખા અને પ્રિયતમ.



( ૮ )

અરે, મિત્ર
મને પ્રભુની પિછાણ કરાવ
તે ક્યાં છે? હું કયી રીતે તેને ઓળખું?
કયા પ્રદેશોમાં, કેવા સ્થાનમાં?
મને કહે, હું થાક્યો.

ઘણા બોલ્યા—
વેદ વાંચ
તપ કર, ધ્યાન ધર,
કર્મકાણ્ડથી આરાધ
સંન્યાસી થા, ત્યાગ કર
ધૂપ, દીપ ને પુષ્પથી તેને મંદિરે જઈ પૂજા કર.
પવિત્ર નદીઓમાં સ્નાન કર
તીર્થસ્થળોની યાત્રા કર
ભક્ત, ને શુદ્ધ બુદ્ધિવાળો થા,
કૈલાસ તેનું ધામ,
ત્યાં એ તને મળશે.

બીજા કહેવા લાગ્યા–

વિશ્વનિયમને તાબે થા
સંઘને શરણે જા
હિંસા, ચોરી ને પાપ ન કર
ક્યૈ* જઈ દર્શન કર
નિર્વાણમાં પ્રવેશ કર–
ત્યાંજ એ તને મળશે.

વળી કોઈ બોલ્યા–

ધર્મશાસ્ત્ર વાંચ
પ્રભુના દેવળમાં જઈ પ્રાર્થના કર
—દેવળો અનેક છે—
આ દેવળ તને તેની સમક્ષ લઈ જશે
પણ પેલા દેવળથી ચેતજે,
સેવા કર, ભોગ આપ,
મૂલ્ય આંક નહિ, દયા રાખ,
સ્વર્ગમાં તેનું સિંહાસન
ત્યાં એ તને મળશે.

* બુદ્ધમંદિરમાં. બર્મીઝ ભાષામાં બુદ્ધમંદિરને 'ક્યૌ' કહે છે.

બીજા બોલ્યા—

એકજ અલ્લાહનું
એકજ પુસ્તક વાંચ
પૃથ્વી ઉપર મક્કાની હજ કર
તેની મસ્જીદમાં જઈ નમાજ પઢ
સૂર્યાસ્તે તેની બંદગી કર
બિહિશ્ત તેનું મકાન
ત્યાં એ તને મળશે.

ઘણાએ પોકાર કર્યો—

મનુષ્ય જાતિને માટે કાર્ય કર, કાર્ય કર,
તારા બાંધવોની સેવા કર, સેવા કર,
આ પંથે જા, પણ પેલા પંથથી ચેતજે,
ઈશ્વરની ઇચ્છાનુસાર વર્તન કર
આંધળો અનુયાયી થા, કેમકે પ્રભુના
નિવાસની ચાવી મારે હાથ,
તને એ તક આપે તે હાથ ધર
સુખ અને દુઃખ તેની તરફ જવાના માર્ગ
આમ તું કરશે, તો તારી શોધ ફળશે
ત્યારેજ તને એ મળશે.

હું થાકયો, સમય વ્હેતો ગયો અને હું હાર્યો.
કોઈ માર્ગે ન વિચરતાં, અંતે હું તારી સમક્ષ આવ્યો
ને તું સાક્ષાત્ મારી સામે દર્શન દેતો ઉભો.

અરે ! સંગીત ને હાસ્ય વચ્ચે
શાંત ગામડામાં ચોખા દળતી
ગોળ ઘંટી તું.
ભજન ને મંત્રોચ્ચાર સાથે
માનવીઓથી મંદિરોમાં પૂજાતી
કોતરેલી પ્રતિમા, તું
શ્રમિત પથિકના પગ તળે કચડાતું
ફાટીને ધૂળવાળા રસ્તા પર રહેલું
ખરી પડેલું પાન, તું
એકાંત ગિરિ શૃંગે
ગૌરવથી ઉભેલો
એકલવાયો દેવદારુ તું

મનુષ્યોએ તરછોડેલું
ભૂખ્યું ને ભયવ્યાકુળ
મારે આંગણે આવતું
લંગડું ને રોગિષ્ઠ પ્રાણી તું.
સુંદર ઝુલો ઓઢી,
પીઠ પર દેશના ઉમરાવોને લઈ જતો
મદોન્મત્ત હસ્તી તું.

ભિક્ષા માટે કકળાતો
ઘર ઘર રઝળતો
વસ્ત્રવિહોણો ભિક્ષુક તું જ.
હૃષ્ટપુષ્ટ ને તૃપ્ત એવા પૈસે ટકે પૂર
અને પુસ્તકપાંડિત્યમાં પ્રવીણ
એવો દેશનો મોટેરો, તું
વિદ્વાન્, અભિમાની અને સંતુષ્ટ
એવો મંદિરોનો પુરોહિત, તું
અને વેશ્યા, પતિત, સંત ને નાસ્તિક પણ તું જ.

મારી શોધનો અંત આવ્યો.
પ્રાણી માત્રને હું તારામાં જોઉં છું.
હું પોતે જ, ઈશ્વર.



( ૯ )

માળા ફેરવવી—એ તો શુષ્ક કાષ્ઠ,
પવિત્ર જળમાં સ્નાન—એ તો માત્ર જળ,
મંદિરોમાં પૂજા—એ તો નગ્ન પત્થરની ભીંતો,
પુસ્તક લખવાં—એ તો શબ્દકુસુમો.
તું એમ માને છે, મિત્ર, કે મારી આંખો તું આંજી શકે ?
પદ્મ પાણીમાં રહે
તેમ હું સદાય તારી સાથે (છું)

ભલે, તારાં રત્નોથી મને શણગાર,
તારાં વસ્ત્રોથી મને સજ,
તારાં સ્વાદિષ્ટ ભોજનો મને ચખાડ,
તારી સંપત્તિ મારા પગ આગળ ધર,
તું એમ માને છે, મિત્ર, કે મારી આંખો તું આંજી શકે ?
પદ્મ પાણીમાં રહે
તેમ હું સદાય તારી સાથે (છું)

ક્ષણિક વસ્તુઓમાં સુખને શોધ
આસક્તિભર્યાં બાલિશ વિલાસોમાં વિચર
વિસ્મરણુ લાવવા, ખુબ નશો કર
પુષ્પે પુષ્પે, પતંગની પાછળ પડ
તું માને છે, મિત્ર, કે મારી આંખો તું આંજી શકે?
પદ્મ પાણીમાં રહે
તેમ હું સદાય તારી સાથે (છું)

ગાઢ છે ગ્રીષ્મના દિવસની છાયા

તું મને ઓળખે, મિત્ર
એટલે આપણી પ્રદક્ષિણા પૂર્ણ થઇ.



(૧૦)

સૂરેખ ઉત્કંઠિત મિનારા નીલ આકાશ ભણી જાય
તેમ મારા પ્રભુ, મારૂં હૃદય તારી શોધમાં ઊંચે ઉડે છે.
જેમ, પતંગ, સૂકાઈ જતાં પુષ્પમાં,
રહેલો મધુરસ ચૂસે,
તેમ, પ્રિયતમ, ચર ને વિનાશી,
તારી વ્યકત સૃષ્ટિમાં હું તારી સાથે રમ્યો.

ઉપહારથી ને ભિક્ષાથી, અનેક મંદિરો બંધાવીને
તને સ્થાપવાનો પ્રયત્ન કર્યો,
પૃથ્વીની સપાટીથી ઉંચે
વૃક્ષશિખા પર લટકતું તુષારકણુ
જેમ સૂર્ય તેજથી પ્રભાતમાં સૂકાય,
તેમ, વ્યક્ત વિશ્વમાં નાંખેલા મારા મહાન પાયા
ઉખડી ગયા

રાત્રિના તારલા જેવા
મારી આસપાસ તારાં સર્જનો છે.
યોગથી, તપથી,
જન્મપરંપરા
તારી વ્યક્ત સૃષ્ટિના અંધકારમાં
હું તારી પાછળ ભમ્યો,
તારાં દર્શનો મારે માટે નિવડયાં,
હંફાવતાં, લોભાવતાં અને સદાય નિરાશ કરતા

પણ, મારા પ્રિયતમ, મારી સનાતન પ્રેમપ્રતિમા,
મારા પ્રભુ, મારા હૃદયની એક અભિલાષા,
તને મેં પ્રાપ્ત કર્યો
અવ્યક્ત ને અવિનાશીમાં.
લીલી પૃથ્વી પાસે જેમ મેઘધનુષ્ય અદૃશ્ય થાય
તેમ તારી પુષ્પસૃષ્ટિમાં મારી શોધ પૂરી થઈ,

તું મારામાં સ્થાપિત થયો,
અવિનાશી, તેજોમય ને સનાતન.
મારા હૃદય મંદિરમાં તું વિરાજમાન થયો,

હું જે તે પ્રિયતમ, સૌ અંતરોની આશ
સંસારલીલામાં ખેલ કરતો સખા પણ હું જ.



## (૧૧)

એક નિઃશબ્દ સંધ્યાસમયે,
પાંદડું સ્થિર હતું,
પુષ્પ દિવસના તાપથી શ્રમિત હતું,
અને કુસુમકળી પ્રભાતના ધ્યાનની ધૂનમાં હતી,
છાયાઓ લાંબી,
અને ધૂમ્ર એક ધારે ગગન ભણી ચઢતો હતો
જગત નિઃશ્વાસમાં હતું,
તે વેળાએ, મારા પ્રિયતમ વસે છે ત્યાં
ચંડાળની સાથમાં હું ઉઠયો.

સત્‌ને શોધતો
બહુ સમય અસત્‌ના સામ્રાજ્યમાં હું રઝળ્યો
અનેક જન્મ ને મરણ મારે નશીબે આવ્યાં,
એકજ દિવસના આંતરામાં
અસંખ્ય, સુખ ને દુઃખ મેં જોયાં,
પણ, રે, સત્યની સાક્ષાત્ મૂર્તિ
તેં મને હંફાવ્યો.

તારે ચરણે, મારો બધો અનુભવ મેં પાથર્યો,
મારાં સર્વ આક્રંદ ને હર્ષોલ્લાસ.
હસ્ત જોડી ઘણા મંદિરોમાં મે પૂજા કરી
પણ મારૂં ઉત્કંઠા ભર્યું આગમન થતાંજ, સત્ય
પ્રતિમા અદૃષ્ટ થતી.

મેં પ્રીત કરી, અને સંસારના (વિલાસોનો) સ્વાદ ચાખ્યો
જ્ઞાન સંપૂર્ણ સંપાદન કર્યું, ને જગતની પ્રશંસાથી હરખાયો.
પુરોહિતના પીળાં પીતાંબરો મે પ્હેર્યાં,
પરંતુ મારા આરાધ્ય દેવોએ જ મૌનથી મને તુચ્છકાર્યો.

જેમ પર્વત ખીણને દૂરથીજ
અવગણે
તેમ મને તેં અવગણ્યો.

તું સદા મારી વિમુખ રહ્યો
તું સદાય મૂર્તિ ને, હું, પૂજક.
તારૂં નિવાસસ્થાન ક્યાં છે, તેનું ભાન કોઈને ન્હોતું,
હંમેશાં, તું છેટે, અવધૂત ને ગુપ્ત રહેતો.
કોઈ સમયે મારા હૃદયમાં ભય ભરાતો
તો કોઈ સમયે તેમાં મહાન્ આશાઓ ઉછળતી
ને ઘણી વેળા, સંપૂર્ણ બેપરવા અને થાક.
તારા વિના, હું ખાલી કાચલા મિશાલ થઈ રહ્યો.

ચાલુ ગતિથી વિહ્વળ,
કુંભારના ચાક સમો
હું ગોળ ગોળ ફર્યો.
તારે ચરણે, હું લાવ્યો મારા હૃદયનું સત્ત્વ
ને મારા મનનો મહાહર્ષ,

પણ પાનખરના ખરેલાં પાનના સમો
હું દબાયો ને કચરાયો.

ગિરિશૃંગ પર ઉગતું વૃક્ષ
એકલવાયી શક્તિ વિકસાવે
તેમ જન્મે જન્મ
એકાકી ને પ્રબલ
હું વિકસ્યો.
ગિરિ શિખરે હું ચઢયો.

આખરે,
હે ગુરુઓના ગુરુદેવ!
તને મારાથી વિમુખ કરતો અંતરાય મેં ચીર્યો
જે તને ને મને ભિન્ન રાખતો.

પ્રિયતમ, હવે તું ને હું એકજ
પાણીના સૌંદર્યમાં પદ્મ વૃદ્ધિ કરે
તેમ તું ને હું જીવનની અપૂર્વતાને અદ્‌ભુત બનાવીશું.

હે ગુરુદેવ
તારી લીલા એજ મારી લીલા
તારો પ્રેમ તે મારો પ્રેમ
મારૂં કાર્ય એ તારૂં સર્જન
તારૂં સ્મિત હાસ્ય મારા હૃદયને પ્રફુલ્લિત કરે.
જેમ અસંખ્ય યુગોમાં
મેં તને વંદન કર્યું
પ્રેમ મૂર્તિ તેમ તેં મને કર્યું.

જૂદાઈના પડદા ચીરાયા
પ્રભુ, તું ને હું એક.



## (૧૨)

જેમ વાયુ પીપળ પાનને થનથનાવે
તેમ મારૂં હૃદય તારા પ્રેમથી નર્તન કરે.
પર્વતમાંથી નિસરતા ઝરણોની જોડ
તાનમાં આનંદતી
ઘુઘવાટ કરતી મળે
તેમ, મારા પ્રિયતમ, તું ને હું મળ્યા.

સૂર્યાસ્ત થતાં
ગિરિ શૃંગ ઝબુકે
ને ખીણમાં મહદિચ્છા પ્રસારે
તેમ તેં મારા અંતરમાં ઉલ્લાસ ભર્યો.
સંધ્યા સમયે ખીણ સ્વસ્થ રહે
તેમ મારા આત્માને તેં શાંતિ આપી.

હજાર વર્ષોના પ્રેમથી
મારૂં હૃદય ઉભરાય
ને તારાં દર્શન થાય
મારાં નયનોને.

રાત્રિને તારાઓ ચમક આપે
તેમ મારા આત્માને તેં સૌંદર્ય આપ્યું.
હું થયો છું પ્રશાંત
કોતરેલી પ્રતિમા જેવો.

અનેક કલ્લોલતા પક્ષીઓનું શરણ બનતું
ને શ્રમિત યાત્રાળુને,
તેની શીતળ છાયામાં આશ્રય દેતું
અદ્ભુત વૃક્ષ, બીજમાંથી વિકાસે,
તેમ તારી ખોળમાં
મારો આત્મા વિકસ્યો.

એક મહાનદી સાગરમાં જઇ ભળે
તેમ, મારી મહાયાત્રામાં અનેક રંગોથી રંગાયલો
ને યુગોના અનુભવોથી ઘડાયલો
હું તારી પાસે આવ્યો.
રે, પ્રિયતમ,
પુષ્પ પર રહેલાં
મધમાં
ઝાકળ બિંદુ ભળે
તેમ તું ને હું એક થયા.

મારા પ્રભુ,
હવે વિમુખતા અશક્ય.
વિયોગ નહિ,
ને નહિ આક્રંદ ને યુદ્ધ.
જહાં જહાં હું જઈશ
તહાં તહાં, તારી સાક્ષાત્ ભવ્યતા મારી સાથેજ.
કેમકે, પ્રિયતમ,
તું ને હું એકજ.



( ૧૩ )

જેમ એક ન્હાનું આછું ઝરણ
તેની લાંબી મુસાફરીમાં બળ પ્રાપ્ત કરતું,
એકલાં અટૂલાં ક્ષેત્રોને,
અને ઉંચા નમી પડતા વૃક્ષોને પોષતું
નર્તન કરતું, મહાસાગરને આલિંગી
મોક્ષ મેળવે,
તેમ હું તુંમાં ભળ્યો.

જહાં હરેક તમરૂં
અનેકવિધ જળનું સંગીત સંભળાવે
જહાં દરેક સરીયું, ડ્હોળાવાવનું છે છતાંય,
આકાશની ભવ્યતાનું પ્રતિબિંબ ઝીલે,
જહાં, એકેએક રમણીય સ્થાનમાંથી
કોહની ગંધ નીસરે–
એવા સમયના અપથ પંથે
મારી આ વિકટ યાત્રા થઇ.

એ પ્રબળ પ્રવાહમાં તરવા
હું બહુ સમય મથ્યો;
ઘણી વેળા, થાકીને
સમયના પથરીયા તટો પર પછડાયો.
અનેક અનુભવોથી અકળાઈ,
એ થાકમાંથીજ શક્તિ પ્રાપ્ત કરતો,

ઘુઘવાટ કરતા
મહાસાગર,
અને નાનાં આછાં ભેદી ઝરણો મળે
તહાં વિશેષ વેગથી હું દોડ્યો.

સમયથી મોક્ષ મેળવી
સીમાના બંધનથી મુક્ત થઈ
મહાસાગરને જન્મ આપતા
તુષારકણુ સમો હું બન્યો.
અરે ! પ્રભાતનો સૂર્ય પદ્મની ભવ્યતાને ખીલાવે.
તેમ, મારા પ્રભુ, તારૂં તેજ મારા હૃદયને.

---

(૧૪)

તારો મેળાપ થયો તે પળથી,
મારા પ્રિયતમ,
કદી મેં વિયોગ નથી જાણ્યો.

દેશ દેશના
વિવિધ જનોમાં
હું પરદેશી.
અસંખ્ય અજાણ્યાઓમાં
મોગરાના પરિમલ સમા
હું પ્રફુલ્લિત.
એ બધાં મને ઘેરી લે
છતાંય, તારો વિયોગ
હું નથી અનુભવતો.

એ અજાણ્યા માટે હું અશ્રુ સારૂં છું;
એ કેવા વિરહી
વિયોગના તાપથી તપતા
ભયવ્યાકુળ,
છતાંય, શોધે છે સંગ
તેમના જેવાજ વિરહસંતપ્ત
વિયોગીઓનો.

આ ક્ષણિક સૃષ્ટિમાં
તેની ગુંચ, ને તેના બંધનોથી મુક્ત
એવો હું એક અતિથિ.
નથી હું કોઇ પ્રદેશનો
કે નથી કોઈ મર્યાદા મને રોધતી.

જગતમાં રમનારા મારા બંધુ,
તારે માટે હું રડું છું.
તારા પાયા ઊંડા નાંખે તોયે
બીજે દિવસે તારી ઇમારત છિન્નભિન્ન થાય.

ભાઇ,
મારી સંગે આવ,
ને રહે મારા પ્રિયતમના ધામમાં.
પછી, સંપત્તિવિહોણો,
તું પૃથ્વીની સપાટી ઉપર રઝળીશ
તોયે આનંદી વસંત સમો
તારો સત્કાર થશે,
કેમકે, પ્રાણી માત્રનો સાથી
તારી સાથે ને સાથેજ છે
ભાઈ રે,
મારી સાથે રહે,
મારા પ્રિયતમ ને હું એ એકજ.

(૧૫)

રે, મિત્ર,

મારા પ્રિયતમનું દર્શન કરવાનું સદ્‌ભાગ્ય
મને પ્રાપ્ત થયું.

તેનાં સ્મિત હાસ્યે
મારૂં હૃદય ભર્યું.
સરિતાનાં નિર્મળ જલ
સદાય સંગીત કરે
રે, મિત્ર,
તેમ તેની પ્રેમજ્યોતિથી
મારો આત્મા આનંદિત થાય.

અંધારામાં વીંટાતી પૃથ્વીથી ઊંચે,
ગિરિ શૃંગ
સૂર્યાસ્તે
તેજોમય અને પ્રશાંત દેખાય
તેમ, અરે મિત્ર,
મારા પ્રિયતમના દર્શનથી
હું નિર્મળ ને શાંત બન્યો.
છવાયલો મેઘ શ્યામ વિખરાતાં
ગિરિશૃંગનો હર્ષ પ્રદર્શે,

એ મિત્ર,
તેમ મારા પ્રિયતમના આગમનથી
મારા જીવનનો અંધકાર નષ્ટ થયો.

પ્રભાતનું ધૂમસ
ઉષ્ણ કિરણોથી વિખરે
તેમ મિત્ર,
મારી શુષ્કતાને ખસેડી
મારા પ્રિયતમે મને પોતામાં શમાવ્યો.

ઊંડી ખીણ
મહાન્ પર્વતને છાંયડે રહે
તેમ હું
મારા પ્રિયતમના
હસ્તકમલની છાયામાં

અનેક શૂળો વચ્ચે
ગુલાબ
તેમ મિત્ર,
ક્ષણિક વસ્તુઓમાં
હું.

અંધારી રાત પછી
દિવસ દિવસ દીપે
સૂર્ય તેજથી,
ઓ મિત્ર
તેમ હું તેજોમય થયો.

મારમાર વર્ષાની ધારા કેડે
નદીઓનાં પાણી ઝુકી છલે
તેમ મિત્ર,
મારા પ્રિયતમના પ્રેમથી
હું છલોછલ ભરાયો

આ ઘડીની, યુગો રાહ જોતા.
મારા પ્રિયતમને હું મળ્યો.



(૧૬)

મારા પ્રાણુ પ્રભુ,
તું મોક્ષ,
સર્વાભિલાષાનો અંત
ને પ્રેમનું પરમ સાફલ્ય

મારા પ્રિયતમ,
તું સત્યનું વણકરમાતું સૌંદર્ય,
તું સર્વ વિચારની પરમ સિદ્ધિ
ને તું સરલ ભક્તિનું પુષ્પ

પ્રિયતમ
મારી પ્રેમપ્રતિમા,
સૂર્ય જામલી ગિરિને પેલે પાર છે
અને તારી ઉપાસના કરવા
એકલવાયા તારલીયા સમ
હું ઉગ્યો.

તું ને હું,
આપણે ઠીક મળ્યા
પ્રિયતમ,
તું તે હું નહિ?
મારા હૃદયનો સુવાસ તું નહિ?
હું તારો પ્રિયતમ
ને તું મારો
તું મારો ભવોનો સખા;
હું તો
અનંતતાના ઉદ્યાનમાં
માત્ર તારી છાયા.

—

## (૧૭)

પુષ્પના ગર્ભમાં દિવ્યતા
તેમ મારા હૃદયમાં પ્રિયતમ.
ગિરિઓમાં ગર્જના
તેમ મારા અંતરમાં પ્રિયતમ.
પ્રશાંત અરણ્યમાં એક પક્ષીનું ગાન
તેમ મારામાં મારા પ્રિયતમનો ધ્વનિ.

સ્હવાર સમ સરસ
ચંદ્ર સમ પ્રશાંત
ને સૂર્ય સમ સ્પષ્ટભાસી
પ્રભુ માટે મારો પ્રેમ

જેમ સૂર્ય
વાદળોમાંથી,
ને સણુસણાટ કરતા વાયુથી ડોલતા
વૃક્ષોમાંથી
જામલી ગિરિઓની પેલે પાર જાય,
તેમ, મારા હૈયાંને હરખાવતા
મારા મનને ધન્યવાદ આપતા
મારા પ્રાણ પ્રભુ, મારા અંતરમાં ઉતર્યા.

અંધારી રાતે
ભર સાગરમાં પ્રયાણ કરતો નાવિક
ધ્રુવ ઉપર અવલંબે
તેમ જીવન તરંગો પર હીંચતો
હું અવલંબું મારા પ્રિયતમ પર

અહા, મારા પ્રાણ પ્રભુને શોધવા નીકળ્યો
અને આખરે, મારા હૃદયમાં તેને વિરાજેલા જોયા.
મારા પ્રિયતમ નિરખે છે, મારાંજ નયનોથી,
કેમકે, હવે, મારા પ્રભુ ને હું એક થયા.

હું હાસ્ય કરું તેની સાથે,
તેની જ સાથે ખેલ કરું.

મારી નથી આ છાયા,
એ મારા પ્રાણપ્રભુના હૃદયની
કેમકે, હવે, મારા પ્રિયતમને હું એક જ.

---